શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# સતી તોરલ.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શાહ નકુભાઈ કાળુભાઈ.**

માલેક—શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

હાલ મુ. તારદેવ, બાલીવાલા ગ્રાન્ડ થીએટર—મુંબઈ.

સુરત ભાગાતળાવ રોડપર આવેલા
ધી "ઈન્ડીયા" પ્રિન્ટીંગ પ્રેસમાં
કુંચનલાલ ચુનીલાલે છાપી.

કીંમત રૂા. ૦-૩-૦.

શ્રી આય નૈતિક નાટક સમાજ.

# સતી તોરલ.

## નાટકનો સાર અને ગાયનો.



સંશોધક અને પ્રકાશક,

નકુભાઇ કાલુભાઈ શાહ

માલેક—"શ્રી આર્ય નૈતિક નાટક સમાજ"

પ્રસિદ્ધ કરવાનું ઠે. તારદેવ બાલીવાલા ગ્રાંડ થીએટર—મુંબઈ.



વિક્રમ સંવત ૧૯૭૬—ઇ. સ. ૧૯૨૦.

આવૃત્તિ ૭ મી          પ્રત ૫૦૦૦



કીંમત રૂ ૦-૩-૦ (ત્રણ આના)

# સતી તોરલ નાટકના પાત્રો.

## પુરૂષ વર્ગ.

જેસલ— કચ્છનો જાણીતો બહારવટીયો.
સાગાં ઠાકોર—જેસળના મોટા ભાઇ.
લાખાજી— સાગાં ઠાકોરનો પુત્ર, જેસળનો ભત્રીજો.
જસાજી— એક કાઠી ઠાકોર, તોરલનો પિતા.
સાસતીયાજી— એક કાઠી ગરાસીયો. તોરલનો પતિ.
બાદર— એક બહાદુર લુંટારો.
પરમહંસ— નિષ્કામ ભક્ત.
અખંડાનંદ— તોરલનો ગુરૂ.
અભેદરામ— અખંડાનંદનો કામ જીતનાર ચેલો.
લછમીદાસ— જગતને ઠગનાર બાવો.
શવીર— એક ઠગારો વાણીઓ.
રાઘુ— એક ખવાસ. મુક્તાનંદને નામે લછમીદાસ અને પાછળથી અખંડાનંદનો ચેલો.

લુંટારાઓ, સાધુઓ વિગેરે વિગેરે.

## સ્ત્રી વર્ગ.

તોરલ— જગદંબાનો અવતાર મનાતી મહાન સતી.
ફુલાંદે— તોરલની માતા.
રૂપાંદે— જેસળની ભાભી.
હંસા— રૂપાંદેના ભાઇની પુત્રી, પાછળથી લાખાજીની સ્ત્રી
મદનીકા— એક નાયકા.

સાહેલીઓ, વડારણો, કંચનીઓ વિગેરે વિગેરે.

**સ્થળ—કચ્છ તથા ઓખામંડળ.**

# માલેક તરફનો ખુલાસો.



પ્રેક્ષક વર્ગને કંઇક નવુંજ આપવું એવા વિચારથી આજ દિવસ સુધી કોઇ પણ કંપનીએ જે સાહસ કર્યું નથી તેવું કચ્છી પ્રેક્ષકવર્ગને તેઓના દેશનું ચિત્ર આપવાનો નિશ્ચય કરી મેં આ નાટક પ્રજા સમક્ષ રજુ કરવાનું સાહસ કર્યું છે, આ નાટકમાં નારાયણ મોતી નાયક તથા નડીઆદના કવી મુળજીભાઇ હરીવલ્લભદાસ કાસરવાળા તરફથી ઘણી મદદ મળી છે કે જેણે મારા વિચારોને બરાબર ફોટો માફકજ ઉતારી ખેલના જોરદાર બનાવવા પોતાના જ્ઞાનનું જોર આપ્યું છે. પૈસાનો બદલો એ તો એક નિરજીવ બદલો છે. એટલાજ ખાતર હું તે મારા મદદગારોનાં નામ રહે એમ ધારી અહીં રજુ કરૂં છું અને તેમની મદદ માટે તેઓનો ઉપકાર માનું છું.

એવીજ રીતે પ્લોટની સંકલના કરવા માટે મારા ડાયરેકટર ભાઇ મુળચંદ અને હરિહર ( દિવાના ) એ જે મહેનત ઉઠાવી છે તેનું નામ પણ આ ખુલાસા સાથે જોડી પ્રભુના ચરણમાં મસ્તક નમાવી ઉદાર કદરદાન પ્રજાની ઉદારતા તથા કદરનાશી ઉપર ભરોસો રાખી આ નાનો ખુલાસો અહીંજ પુર્ણ કરવાની રજા માગું છું. સુજ્ઞેષુ કિમ્ બહુના

નકુભાઇ કાલુભાઇ શાહ.

" સતી તોરલ " ના સંશોધક

તથા

શ્રી આર્ય નૈતિક નાટક સમાજના માલેક.

શ્રી હરિ ॐ

# સતી તોરલ નાટકનો ટુંક સાર.

પ્રારંભ પ્રાર્થના થયા બાદ સૂત્રધાર નાટકના વસ્તુનું સૂચન કરે છે. અને સતી ગુણ કીર્તન સાથે નાટય પ્રયોગનો પ્રારંભ થાય છે.

પ્રવેશ ૧ લો—કાઠી ઠાકોર જસાજી અને ઠકરાણાં કુલાંદે દેવીભકત હતાં. દેવી તેમને હાજરા હજુર હતાં. ઠાકોર, ઠાકરાણાં બીજી સર્વ બાબતે સુખી હતાં પરંતુ તેઓને સંતાનનું સુખ નહોતું. તેથી દેવીની આરતી ઉતારી માતાજીની પાસે સંતાનની યાજના કરે છે. દેવી–"તમારાં ભાગ્યમાંજ સંતાન નથી" એમ જણાવે છે. પરંતુ ભકતની બહુજ કાકલુદી જોઇ પોતાની ઇચ્છા શકિતથી એક પરમહંસને બોલાવે છે. અને તેના પેટમાં ભુખ ઉત્પન્ન કરે છે. "ભૂખ લગી, ખીલાદે ખીલાદે, મેરે રામદો" એમ બોલતાં પરમહંસ પ્રવેશ કરે છે, અને તૃપ્ત થઇ ઠાકોર, ઠાકરાણુંને ઉદાસ જોઇ, ઉદાસીનું કારણ જાણી તેને પુત્રીની આશીશ આપે છે. અને માતાની પ્રસાદી, ફુલમાંથી તોરલની ઉત્પત્તિ થાય છે તે જોઇ સર્વ આશ્ચર્યથી સ્તબ્ધ થાય છે.

પ્રવેશ ૨ જો—પરમહંસે પ્રકટ કરેલી તોરલને જોઇ ચમત્કારમાં ગાંડો થયેલો ખવાસ રાઘુ એવી શકિત મેળવવાના સ્વાર્થથી પરમહંસને પકડી પાડી ચેલો બનાવવા કહે છે પરમહંસ કંઇપણ જવાબ આપ્યા વિના ચાલ્યા જાય છે. પણ રાઘુ કે જે સાધુઓ પાસે આવા ચમત્કાર હોય છે તેમ સમજી ગયો છે બીજા કોઇ ચમત્કારી સાધુને શોધી કાઢી તેનો ચેલો બનવા જાય છે.

પ્રવેશ ૩ જો—આદ્ય શક્તિનો અવતાર સતી તોરલ અને સાહેલીઓ, સાહેલીઓ "સાસતીયા જોડે ત્હમારા લગ્ન કરવાનું ત્હમારાં માતાપિતાએ નક્કી કર્યું છે" એમ જણાવે છે. ત્યાં સાસતીઓ આવે છે. તોરલ તથા સાસતીયાનો પ્રેમ પ્રસંગ એટલામાં સાંગા ઠાકોર (જેસળના મ્હોટા ભાઇ) રૂપાંદે જસોજી અને ફૂલાંદે આવે છે. ઠકરાણી રૂપાંદેના હાથે તોરલ તથા સાસતીયાના હાથ મેળવાય છે એટલામાં અંદરથી ફરિયાદ કરતાં મહાજનનો અવાજ સંભળાય છે. સાંગા ઠાકોરે તેઓને અંદર બોલાવી પૂછતાં તેઓ જેસળે લુટયાની ફરીયાદ કરે છે. સાંગા ઠાકોર જેસળ જ્યાં હોય ત્યાંથી તેને પકડી લાવવા સીપાહીને હુકમ કરે છે એટલામાં જેસળ પ્રવેશ કરે છે જેસળને મહાજને કરેલી ફરીયાદ બાબતમાં પુછતાં તે તદ્દન ઉદ્ધત જવાબ આપે છે. સાંગા ઠાકોર જેસળની ઉદ્ધતાઈથી ચીઢાઈ તેને દેશપાર કરે છે. દોરંગી દુનિયાનું દોરંગી ચિત્ર જ્યાં એક તરફ લગ્ન ત્યાં એક તરફ કંકાસ.

પ્રવેશ ૪ થો—દુનિયાં ઝુકતી હય ઝુકાનેવાલા ચાહિયે. તંતર મંતરને જંતરના ઢોંગથી દુનિયાને ઠગતા સાધુ લછમીદાસને ત્યાં રાધુ તેને પણ ચમત્કારિક સાધુ માની ચેલો બનવા આવે છે. અને તેનો ચેલો બને છે જગતને ઠગનાર આ બાવાને પણ ઠગી તેનું ધન પચાવી જવાને યુક્તિ રચતો તે ગામનો સધીર વાણીયો પોતાના ભત્રીજા લાલીયા સાથે ત્યાં આવી 'ધરદે ગોલખમે' કરતાં બાવાને "તેરી ગોલખ મેરી બગલમેં" નો નવો પાઠ શીખવવા જાળ બીછાવે છે અને લોભીને થાપ દેવામાં ધુતારો ફાવે છે.

પ્રવેશ ૫ મો—દેશપાર થએલો જેસળ હવે લુંટનુંજ કામ

ચલાવે છે તેવીજ રીતે એક બીજો બાદર નામનો બહાદુર લુંટારો પણ ત્યાં લુટનું કામ કરે છે. આજે બાદર અને જેસળ બન્નેને અમુક જગ્યાએથી એક જાન જવાની છે એમ ખબર પડતાં તેઓને લુંટવા બન્ને પોતાના સાથીઓ નીકળ્યા છે તે જગ્યાએ બાદર પહેલાં આવી પહોંચે છે અને જાન લુટે છે તથા તે જાન સાથે નીકળેલી તે વાણીઆના રાજાની કુંવરી હસા (રૂપાદેની ભત્રીજી) ને જોઈ મોહિત થાય છે અને તેના ઉપર અત્યાચાર કરવા જાય છે તે વખતેજ જેસળ પ્રવેશ કરી તેનો બચાવ કરે છે. બાદર અને જેસળને યુદ્ધ થાય છે બાદર જેસળને શરણે જાય છે અને તે દિવસથી તે બન્ને લુટારાઓનું ટોળું સાથે મળી જાય છે. હંસા કેદ થાય છે.

પ્રવેશ ૬ ઠો—લોભી ગુરૂ ઓર લાલચુ ચેલા દોનું નરકમે ડલમ ઠેલા. મુક્તાનંદનું નામ ધરી લછમીદાસનો ચેલો બનેલો ખવામ રાધુ કોઇ પણ યુક્તીથી ગુરૂને મારી નાખી તેની લક્ષ્મી પચાવવાનો વિચાર કરી ગાંજાની ચલમમાં ઝેરી બુટ્ટી પાય છે. પણ લક્ષ્મી તેને મળવાને બદલે સધીરને પચી જાય છે "ચોરને પોટલે ધુળની ધુળ" એ કહેવત સિદ્ધ છે.

પ્રવેશ ૭ મો—પોતાને વનના મહારાજાના નામથી ઓળખાવતો જેસળ પોતાના રહેઠાણમાં કેદ પકડી લાવેલા વણઝારા મુસાફરો વિગેરે કેદીઓનો ઇન્સાફ કરે છે અને પોતાને દેશપાર કરવા માટે પોતાના ભાઈ ભાભી ઉપર ચીઢાએલા જેસળે તેને પોતાના ખોટા મંદવાડના સમાચાર મોકલ્યા છે તે સાંભળી તેની ખબર કાઢવા આવેલાં ભોળાં ભાઇ ભાભીને ઠાર કરે છે.



# અંક બીજો.



પ્રવેશ ૧ લો - શિકારના શ્રમથી થાકેલો સાસતીયો દારૂ પીતો બેઠો છે. ગોલીઓ રાસડો ગાય છે ત્યાં તોરલ આવી દારૂ ન પીવા તથા અહિંસા પરમો ધર્મનો ઉપદેશ આપે છે. તે વિષે કેટલાંક વાદવિવાદ ચાલે છે. તોરલ સાસતીયાને સાક્ષાત દેવીના દર્શન કરાવી ખાત્રી કરી આપે છે. સાસતીયો સુધરી જાય છે.

પ્રવેશ ૨ જો—બાદર અને જેસળ વાતો કરતાં ઉભા છે ત્યાં માણસ આવી તોરલ સાથે ઘોડી હાથે નથી ચઢતી એમ ખબર આપે છે એ તોરલને લાવવાનું બીડું જેસળ ઝડપે છે. અને રને આજે હંસાનો દંડ આવી જશે તે આવે તો છુટી કરજે ાં પોતાના ભત્રીજાને કપટથી બોલાવ્યો છે—"તે આવે તો છટકે હી એમ ભલામણ કરે છે એટલામાં ભોળો લાખોજી દાખલ થાય છે. જેસળ તેને ઉપરનો પ્યાર બતાવે છે, અને ત્યાર પછી જાત્રાનું ખોટું બ્હાનુ બતાવી જેસળ જાય છે.

પ્રવેશ ૩ જો—ગુરૂ અખંડાનંદનો શિષ્યવર્ગની સાથે પ્રવેશ, સર્વસ્વનો ત્યાગ કરી સાધુ બનેલા તોરલ તથા સાસતીયો તેઓનું આતિથ્ય કરવાનો વિચાર કરે છે પરંતુ પોતાની પાસે કંઈ ન હોવાથી વિમાસણમાં પડે છે, એટલામાં ત્યાં સધીર વાણીઓ આવે છે. અને તોરલના સ્વરૂપ ઉપર મોહિત થઇ જો એક વચન આપે તો સીધાં અપાવવા કબુલ થાય છે. તોરલ વચન આપે છે સીધાં અપાવી સધીર વચનમાં તોરલનો પ્રેમ માંગે છે.

8703



પ્રવેશ ૪ થો— લાખાજી અને હંસાનો મેલાપ ઓળખાણ બાળપણની યાદ, પ્રેમ પ્રસંગ, વાતપરથી વાત નીકળતાં લાખાજી પાસે ખરા ભેદનું ખુલ્લું થવું, સાંગા ઠાકોર અને રૂપાંદેના મરણની ખબર, હંસા અને લાખોજી ભાગી છુટે છે પણ બાદર આવી પહોંચી તેને પહાડી પાંજરામાં કેદ કરે છે.

પ્રવેશ ૫ મો—વચન દીધા પ્રમાણે તોરલ સધીરને ઘેર જાય છે. સાસતીયો તથા તોરલ ઉપદેશ આપી સધીરને સુધારે છે. સધીર સંસારનો ત્યાગ કરી તોરલ સાથે તેના ગુરૂ અખંડાનંદના દર્શન કરવા સલડી ગામે જાય છે.

પ્રવેશ ૬ ઠો—સલડી ગામમાં મહાત્મા અખંડાનંદનો મઠ, તોરલ ઘોડી ચોરવા આવેલો, જેસળ સાધુ વેષે મંડપમાં દાખલ થાય છે. પણ સાધુ મંડળને આવતું જોઇ ઘાસની ગંજીમાં સંતાઈ જાય છે ભજન શરૂ થાય છે જેસળ ઘોડી છોડી મુકે છે ઘોડીના હણહણાટથી ભજન બંધ રહે છે ઘોડીને બાંધવા જતા ભુલથી સાધુ જેસળની હાથેલીમાં ખીલો મારે છે. સતી તોરલના સ્વરૂપથી મોહાંધ બનેલા જેસળને તે બાબતની કંઇ ખબર પડતી નથી. ભજન પુરૂં થતાં તોળાંદે પ્રસાદ વાટે છે. તો એક ભાગ વધે છે. માટે કોઈ માણસ રહી ગયું હોવું જોઇએ એમ જાણી શોધ કરતાં જેસળને ઘાંસની ગંજીમાંથી શોધી કાઢે છે બધાં તેને જોઇ અજબ થાય છે. જેસળ બેપરવાઇથી હથેળીનો ખીલો ખેંચી કાઢે છે અને ત્યાં દાખલ થવાનું કારણ પુછતાં તે તોરલની માંગણી કરે છે. સતી તોરલ ઉપદેશ આપે છે પણ નિત નિત ઉઠી ન્હાવા

જાય. કોયલા ઉજળા ન થાય" તેમ તે લુંટારાને આપેલો ઉપદેશ પત્થર ઉપર પાણી જેવો થાય છે. તોરલને જબરજસ્તીથી લઈ જવા જેસળ તોરલનો હાથ પકડે છે. તેનીજ સાથે ચમકે છે અને તોરલને નમી પડે છે. જેસળના પ્રાયશ્ચિતની શરૂઆત થાય છે.

પ્રવેશ ૭ મો—ચાતુરમાસની આજ્ઞા લઈ કામને જીતવા નીકળેલો અભેદરામ. સૌંદર્યવતી નાયકા મદનિકાને ત્યાં અડો નાંખી પડ્યો છે. મદનિકા તેના ઉપર મોહિત થઇ તેને ફસાવવાની કોશીશ કરે છે, છતાં તે ફસાતો નથી ત્યારે તેને ચાબુકનો માર મારે છે. ચાબુકનો માર ખાતો અને હસતો અભેદરામ તેમાંથી પણ મદનિકાને ઉપદેશ આપે છે. જીંદગીભર કાળાં કર્મ કરનારી ગુણકાને પણ સાધુસંગતથી "લાગી, લાગી નંદલાલાથી લાગી, લગની લાગી."

પ્રવેશ ૮ મો—જેસળ તોરલ સાથે કચ્છની ખાડી પસાર કરે છે તેટલામાં તોફાન થાય છે, સમુદ્ર ઉછળે છે. વીજળી સાથે વાદળાંઓ તુટી પડે છે. જેસળને તેનાં પાપ દેખાય છે, અને ગભરાવે છે તોરલ તેને અભય વચન આપી "ખરા હૃદયથી પશ્ચાતાપ કરી, પ્રભૂ પાસે પાપ કબુલ કરવાનું કહે છે." જેસળ પોતાના પાપ કબુલ કરે છે ડુબતુ વહાણ શક્તિ પોતાના ત્રિશુળ ઉપર ઉપાડી બચાવે છે.



# અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—બાદર પાસે મછલીઓનો નાચ (કચ્છી કાફી) બાદર, કેદ કરેલા હંસા તથા લાખાજીને મ્હેણું ટોણું મારે છે અને શરણે થઈ પોતાની ઇચ્છાને તાબે થવાં કહે છે જેનો તેઓ ઇન્કાર કરે છે તેથી બાદર ચીઢાઇ તેમના ઊપર હુમલો કરે છે એટલામાં સાધુ વેષે જેસળ દાખલ થઇ તેઓને બચાવવા બાદરને વિનવે છે, અને બાદરના પગમાં પડે છે ત્યાં બાદર તેને ઠોકરે મારે છે. અને તે બન્ને સાથે જેસળને પણ મારવાનો હુકમ કરે છે. ત્યાં ભુત નીકળી આવી બાદરને કાળચક્રમાં ફેંકી દેય છે. તોરલ પોતાના ભકતનો બચાવ કરે છે. જ્યાં જુઓ ત્યાં તોરલ.

પ્રવેશ ૨ જો—લછમીદાસને મારી પછી અખંડાનંદનો ચેલો બનેલો મુકતાનંદ અભેદરામનાં કામ જીતવા માટે અખંડાનંદને મોઢે વખાણ સાંભળી પોતે કામ જીતવા આવ્યો છે તે નાયકા મદનીકાના મોહમાં ફસાય છે. અભેદરામના સત્સંગથી સુધરેલી મદનિકા મુકતાનંદને સુધારવા ઘરેણાં લુગડાં લેવા મોકલે છે.

પ્રવેશ ૩ જો—દેવીએ કહ્યું હતું કે—" તમારાં ભાગ્યમાં નથી." છતાં પરમહંસે પુત્રી આપી તે દિવસથી જસાજી ઠાકોર અને ઠકરાણાં ફૂલાદે દેવી પુજામાં મુસ્ત થઇ ગયા છે અને સાધુઓની પુજાએ ચઢયાં છે આ રીતે સ્વાર્થની ભકિતએ ચઢેલાં પોતાનાં મા બાપને સુધારવા તોરલ પોતાને મહીયર આવી છે.

પ્રવેશ ૪ થો—જો દેવીનો યજ્ઞ કરી પોતે કહે તેમ વરતે તો તેઓની દરેક આશા ફળશે એમ માબાપને સમજાવી આજે

તોરલ શકિત મંદિરમાં યજ્ઞ કરાવે છે. અને યજ્ઞમાં માણસનું માથું આપવા કહે છે. કોઈ માથું આપવા તૈયાર થતું નથી એટલામાં પહેલાજ પરમહંસ આવી પહોંચે છે અને રામને નામે માથું આપવા તૈયાર થાય છે. જેમ માથા કપાય છે તેમ નવાં ઉગતા જાય છે તોરલનો ઉપદેશ માથું મુકે તો માલ ખાય.

પ્રવેશ ૫ મો— મદનિકા મુકતાનંદને સુધારે છે. સ્વાર્થ માટે બાવો બનેલો ખવાસ સાધુ જે પછીનો મુકતાનંદ તે અહીં ખરો સાધુ બને છે. અભેદરામ પોતાના ગુરૂ અખંડાનંદ સતી તોરલ, સાસતીયાજી, ભકત સધીર સાથે આવી મદનિકા ને ભકતમંડળના દર્શન કરાવે છે ત્યાર પછી જેસળ સમાધી લેવાના હોવાથી સર્વે અંજાર તરફ જાય છે.

પ્રવેશ ૬ ઠો—જેસળની સમાધી, લાખાજી તથા હંસાને મળવાનુ કહ્યું છતાં તે આવ્યા તે પહેલા તો જેસળે સમાધી લીધી છે તેની સમાધી ઉપર અફસોસ કરતા લાખો અને હંસા બેઠા છે. ત્યાં તોરલ વિગેરે આવતાં તે બધી વાત જાણે છે. તોરલ ભજન ગાઈ જેસળને સમાધીમાથી ઉભો કરે છે. જેસળ લાખાજી તથા હંસાના હાથ મેળવી આપે છે. અને સતીની આજ્ઞા લઇ પાછો સમાધીમાં સમાય છે. પુષ્પોમાથી પ્રગટ થયેલી તોરલ પણ પુષ્પનો ઢગલો થઇ જઇ અદ્રશ્ય થાય છે. અને ત્યાર પછી જયોતિનારાયણના ભકતો જયોતિમાંજ સમાઇ જતાં નજરે પડે છે.

**શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!**



# સતી તોરલ

## નાટકના ગાયનો.



## અંક પહેલો



### પ્રાર્થના.

જાગે જાગે જાગે જ્યોતિ મા શકિત તુજ
સકલ સૃષ્ટિમાં જશ ડંકા વાગે,
તું શકિત તું ભકિત તું, મુકિત તું
અશરણ શરણ તું,
અધમ ઉદ્ધારણ તું;
ભવના ભય ભાગે, જાગે.
ઉદ્ભવ શકિત બ્રહ્મા;
વિષ્ણુ નામે પુજા પામે તુજ શકિત રક્ષકની
સંહરતી તુંજ રૂદ્ર રૂપે,
સહુ પાય લાગે.

બાળાઓ— ૧

ચર્ણે નમે સ્નેહે વળી વિનવે,
ક્ષતિયોનાં નામે મોટા મુનિયો નમે—

શિયળ શ્રંગારે શાણી દેહ દીપાવે,
પતિ પ્રભુમાં જેનું મનડું રમે—
હરિહર ને બ્રહ્મા જેના પારણીયે ઝુલ્યા,
સુણતા ઉત્તમ ગુણ તનના તાપ સમે—
સાવિત્રી સતિયે પતિને યમથી છોડાવ્યા,
ચારૂ ચરિત્ર જોતાં જગને ગમે—

સર્વે— ૨

જય જય મહાશક્તિ મા જય જય મહા શક્તિ
અષ્ટપહર પળ વિપળે કરીએ તવ ભક્તિ.
' જયો જયો મા જગદંબે '
તું બ્રહ્મા, તું વિષ્ણુ, ચામુંડા કાળી:—
તું તુળજા ત્રિપુરારી, બળવંતી બાળી.
' જયો જયો મા જગદંબે '
લય પ્રલય ઉદ્‌ભવ જય વૃદ્ધિ ત્હારાથી;—મા
પાલણ પોષણ કરતી તવ પય ધારાથી.
' જયો જયો મા જગદંબે '
વંદન કરીએ બેડો તારો બીરદાળી;—
અજ્ઞાની બાળકના પાપ સહુ ટાળી.
' જયો જયો મા જગદંબે '

મુક્તાનંદ— ૩

બેટી દેવી, બેટા દેવા, બહલામાં ખનનનનન લેવા
જોય જે એ શક્તિ, તે કરે ચમત્કારને નમસ્કાર

સહુ કહે રામ અવતાર
ધન છનાછન પડે ઠોકરે આથડે
પડે નહીં મુજને કોઈની દરકાર

કંચનીઓ— ૪

મુકાવા મોટા મુનીઓના માન—મોટા૦
મદન આજ પડયો છે મેદાનમાં,
ચુકાવા દાનીઓના-સાંધીને નેત્ર બાણ ભ્રકુટી કમાનમાં
રાખીને કોઇ પ્રેમી પ્રાણને નીશાનમાં
સર કરશે સંગ્રામ—મુકાવા.

તોરલ— ૫

સતીઓને મ્હેની તનપર, સુંદર સજવું ઘરેણું સાચું
ટેકની ટીલડી કરવી લલાટે, લજ્જા કાજળ દ્રગ ભરીએ,
વિનયની વાળી નાકે રૂપાળી, હરી હેત હાર. હૈયે ધરીયે--સતી
કુલીનતા કેવી સજની સજની, કોડે કંચુકી નિત રૂડી;
ચળકે કમનિય, યુગલકરોમાં દાન તણી શુભ ચુડી—સતી
સાડી શિયળની અંગ ઓપાવે, અળતો પવિવૃત કેરો;
મર્યાદા ઝાંઝર પગ ઝમકે, ચતુરાઇ ચણીઓ પ્હેરો— સતી

તોરલ--સાહેલીઓ— ૬

દેવતણો અમીકુંપ સખી પતિદેવ પ્રથમ પી લેવા દે ÷ +
શરમા
* *

અરે જા

× + વાહુવાં

હવે રહેવાદે

પતિ મીલ્કત પરને દેતી એ જઇ પ્રિતમને કહેવાદે

ઓષ્ટ દર્શન કરી, અધર સુધાભરી રાખી તે લુંટી લેવાદે

મીઠા મીઠા ઘુંટડા સાકર જેવાદે + + દેવતણો—

તોરલ–સાસતીઓ— ૭

વ્હાલમ વ્હેલેરા પ્રીતેથી દર્શન દાસીને દેજો.

મ્હારા મીઠડા મોહનવરજી, રસિયા હૃદયકમળ રહેજો.

સ્નેહના સંદેશા કહેજો, પ્રીતના લ્હાવ લલિત લેજો;

શ્યામ વિરહી વધુવધુ ના કરશો શાન્તિ સદા પ્રિય ઉરમાંહ્ય રશો

સુખકર મનહર હીમકર પ્રતિમાં પળપળ મન ઠરશો. વ્હાલમ

લછમીદાસ, મુકતાનંદ, સધીર—૮

દુનિયા ઝુકતી હય ઉસ્કો ઝુકાના ચાહિયે

હય મતલબી દુનિયા ઉસ્કો મતલબ બતાના ચાહિયે

છીપકે (૨) ટટ્ટીકી આડ ફસાની શિકાર લે આના

તંતર જંતર છુ છુ મંતર સબ હય હીલા બહાના

ઓર પ્રીર

કહો પ્રીર

ધર દે ગોલખમેં

તેરી ગોલખ મેરી બગલમે

અને દીકરા લાલીયા

કાકા

ભગત જગતકો ઠગત હય ભગત ઠગે નવ કોય
એક વખત જો ભગત ઠગે તો કોટી યજ્ઞ ફળ હોય

લછમીદાસ, ઊજલી, સધીર—૯

આજારે બાલે જોબનવાલી જરા નૈનાંસે મીલા મેરી જાન
જાવા દો છેડ કોકે જોશે બાવાજી
સાસરીઆ જાણશે તો બગડશે બાજી
છોડ અયસી બતીઆ કહાં મેરા માન
રામકીમાં લટુ બન્યા સાધુરામ
છોડ અયસી બતીઆં કહાં મેરા માન
તેરી ગોલખ હજમ કરના એ મેરા હય કામ
તેરી અદાસે ઘાયલ હુવા હું જરા ધીરેસે ખીંચ
પ્યારી તીછીં કમાન

હો જા ચેલી
હું અલબેલી
લુંગા થેલી

વાહ

સધીર--લાલીઓ— ૧૦

વાહવા, વાહવા, જેવી નંદકળાને કેળવીરે,
કાકા ખુબ ઠરી, સાધુને લીધો ભોળવીરે,

વણિક વિદ્યા સૌથી મોટી
સહુ વિદ્યા એ આગળ ખોટી
અધધધધધધધધ ધન
કાકા થયા પ્રભુ પ્રસન્ન
લાલીયા ઉં..................
કાકા ઉં..................
કાકા આ રૂપીયામાંથી હવે હું પરણીશ
મારા માટે નાનકડી શેઠાણી લાવીશ
પછી;
પછી હું મોટો ઠાઠ કરી મારી લાડી સાથે મુંબઈ ફરવા જઈશ
અને ખાસ એક ઈસ્પેસલ જોડાવીશ તે ગાડી....
આમ ચાલશે .... [સીટી .... .... ....
મફત માલથી મોજ ઉડાવો,
પોક મુકીને રોશો બાવો
ચાલો હવે ઘેર,
કાકા થઈ છે લીલા લ્હેર,
લાલીયા ઉં...............
કાકા ઉં...............

મુક્તાનંદ, સધીર, લાલીઓ—૧૧

દે દે મેરી મુડી છોડ બાત અયસી ટકુડી
નહિ તો માર માર અભી તેરી તોડું પસલી

= = = બાવાજીની બુદ્ધી જુઓ ધુળમાં મળી
કયું બનીયા તું ઢોંગ મચાવે
વાણીયે પચાવ્યું ધન પ્રભુ ના કઢાવે
મારૂંગા લાત
બાવા એ શું કરો વાત
કાકા કેમ
ટાઢું હેમ
હાય ફીરા કરમ

કુંચનીઓ— ૧૨

રાણા અચો વતન તે પાંજે
સેલ સેલાણીડે ઘડી ઘડી સંભરે
રાતો ડીં મુકે નથડે વીસરે
મુજે હૃયડેમેં ખ્યા ચુણુકે—રાણા
મુજે તો રાણા મુસે રૂસે તો
ડેહુ છડીપર ડેહ વીંજે તો
બઇ ગાલ રૂદેમેં ધરે તો—રાણા



# અંક બીજો

વડારણો— ૧૩

કાન ખેલતો બંસી ધુન વાગી ગોપી બની ઘેલી
ખેલતી કુદતી નવેલી છકેલી અલબેલી
ઓઢો

આંખના ઇશારા કરે મનડાં હરે અરે નેહુની લગન લાગી
ગોપીયું કાળે મળી કાનુડા સંગે ભળી કુળની શરમ ત્યાગી
રમે એક મેક કંઠે કંઠ લાગી.................. કાન૦
રમે રાસ સંગે રાધીકા સોહાગી કાન૦

સાધુઓ— ૧૪

સાંઇ તેરા તંબુરા બડા
તુબા હાડ ચામસે મઢા...... સાંઇ.
તીન અંગુરી તાર ચલાવે
જાગૃત સ્વપ્ન સુષુપ્તી પાવે
અક્ષર બાવન દોમન ગાવે
નિંદ્રામે ઓંકાર અકેલા જાગત હે ગડગડા.... સાંઇ.
અઇસા તન તંબુરા પાયા
જો કર્તાકા ગુન ન ગાયા
તાકું ઠગે ઇશ્વરકી માયા
બાર બાર સો માર ખાત હે જયુ ગેડીસે દડા સાંઇ.

તોરલ— ૧૫

રહેજો વિભુ સ્હાય શ્રીવરરે સતીના આધાર,
ભક્તોની ભીડયું ભાગનાર સાચાના તમે સ્હાયકાર.
આવ્યું ધર્મ સંકટ માથે, હરિ બાજી તારે હાથે
વચને બંધાઈ છું નાર, વ્હાલારે વેગે કરો વ્હાર—સાચાના.
વિઠલવર વિપતિ વિદારો, ભરૂસો એક છે તમારો
ભાગ્યના ભેરૂ સરજનહાર, વ્હાલારે લજ્જા રાખનાર—સાચા.

હંસા, લખાજી— ૧૬

મન મંદીરીએ મુરતીને પધરાવી મોહન વર તારી
ઘેલી થઈરે હું તો ગાંડી થઈરે પ્રીતી પંથે પળેલી
તમો દેવી મ્હારાં
તમો પ્રાણ પ્યારા અંતર આરતી ઉતારૂં
સુંદરી સુહાગી તમને ઘડી ના વીસારૂં
તમો પર તન મન વારૂં— મન૦

તોરલ— ૧૭

એક દીન એવો આવશે જે રૂદીયામાં સઉના સાલેરે
સગા મિત્રના કારણે વીરા કોઈનું જોર નવ ચાલે રે
કાઢો કાઢો એને સઉ કરે વીર જાણે જન્મયાં નોતાં રે
ઘટનો ઘુઘટ દુર કર્યો ત્યારે રોકયા દશ દરવાજા રે
આરે કાયાનો ઘટ ઘેરીઓ ત્યારે રોકયો દેહનો રાજો રે એક
સોળ વરસની સુંદરી તે ઉભી ટગમગ જુવેરે.

અરે કાયામાં હવે કાંઇ નથી ત્યારે ઉભી ધ્રુસ્કે રૂવેરે
એની વમામળ શેરીયે માત ઝાંપેથી વળશે રે
સગાં સગાં તમે શું કરોરે, સગાં વળાવીને વળશે
સગાં તે વન કેરાં લાકડાં તે ભેગાં આવી બળશેરે એક,
લાલીઓ— ૧૮
બની જઇશું હવે તો મોટા શેઠ વાહવા
ઘણા નોકર રાખીશું હાથ હેઠ વાહવા
ચાલુ અક્કડ હું આમ બસ વાહવા
લોક કરશે સલામ ખાસ આહાહા— બની.
મળી ગયા ખુબ રૂપીયા પ્હેરૂં કડા કંઠી ટુંપીયા
પરણીને લાવશું નાનકડી લાડી સાચી પહેરાવું ચોળી સાડી
કેમ
રમત ગમત મોજ કરશું ગાડીમાં બેશીને રોજ ફરશું
ડચ ડચ ડચ—
તોરલ— ૧૯
સદ્‌ગુરૂ મળીયા, સર્વે સંશય ટળીઆ,
મહારી ભય કેરી ભ્રમણા ભાગીજી હોજી,
બીજ બંધુકડીને પ્રેમ પલીતો;
મને જ્ઞાન ગલોલીંચું વાગીજી હોજી—સદ્‌ગુરૂ૰
શુરા નર સોય તે તો સન્મુખ લડસે;
ઓલ્યા કાયર જાશે ભાગી હોજી
ધન ધન દાડો પ્રભુ પાટે પધાર્યા,

રૂડી ઝળ હળ જ્યોત્યું જાગીજી હોજી—સદગુરૂ૦
ગુરૂના પ્રતાપે બોલ્યાં તોરલદે,
અમને લ્હેર્યું ધણીની લાગીજી હોજી—સદગુરૂ૦

તોરલ— ૨૦

જેસલ કરીલે વિચાર માથે જમ કેરો માર
સ્વપ્ના જેવોરે સંસાર, તોળાંદે કરે છે પોકાર
આવોને જેસળરાય આપણે મળીએ
ખરા સંત હોયે ત્યાં જઈ ભળીએજી
આ ભવ આવ્યો અવતાર માથે સદગુરૂ ધાર,
જાવું ધણીને દરબાર બેડલી ઉતારે ભવપાર--આવોને--
મોતિ એરણમાં ઓરાય માથે ઘરણ કેરા ઘાય
કુટે કુટકીયાં કહેવાય સાચાની ખરે ખબર્યું થાય--આવોને
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય
હિરા માણેક હાટે વેચાય તેનાં મુલ મોંગાં થાય--આવોને
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય
બેટો ગુણિકાનો તે તો બાપ કોને કહેવા જાય--આવોને
દેખા દેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઇને, છતી આંખે કુવે પડવા જાય,
એવી ચાર જુગની વાણી સતિ તોરલ દેવી ગાય--આવોને

મદનીકા— ૨૧

જોબન રસ ભર્યું હાંહાંરે રસ ભર્યું રે—રસ ભર્યું
નીરખતાં વાર બને લાચાર નયનનો માર.

સહે ના કોઇ— જોબન.

તીરછી નજર શર મન્દ સુહાસ્યે હરેકનું મન હર્યું
સંયમી નર પણ ટેક તજીદે જાણે કે કામણ કર્યું—જો.

મદનિકા— ૨૨

લાગી લાગી નંદલાલાથી લાગી લગની લાગી
આ ભવની ભીડ ભાગી
જાગી જાગી અંતર જયોતી, જાગી જાગી ગુરૂ કૃપાયે જાગી
વાંસળી વીઠલવરની વાગી તૃષ્ણા ત્યાગી—લાગી
પારસમણી હરી નામ તે દે લોહને કંચન કરી
ચંદન કરી કુબજાને એઠાં બોર શવરી પદ ધરી
જેસે તર્યો પાપી અજામિલ કીરતને ગુણીકા તરી
સ્હેજે તરે સંસાર સાગરજો મુકાની છે હરી×લાગી લાગી

તોરલ જેસળ— ૨૩

પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉ જાડેજારે એમ તોરલ કહે છે
હરણ હર્યાં લખચાર તોરલ દે હરણ હર્યાં લખ ચારરે
કંઇક વનમાં મૃગલા મારીયા, તોળાંદેરે એમ જેસળ કહે છે
કામ ત્હારાં સંભાર જાડેજા ધર્મ ત્હારો સંભારરે તારી બેલડી
લુટી કુંવારી જાન શતિ નારી લુટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધ મારીયા તોળાંદેરે, એમ જેસળ કહે છે
ધર્મ ત્હારો સંભાળ જાડેજા ધર્મ ત્હારો સંભાળરે તારી બેડલી

તોડી સરોવર પાળ, સતિ નારી તોડી સરોવર પાળરે,
ભાઇ ભાભીને મેં મારીયાં તોળાંદેરે એમ જેસળ કહે છે.
કંઈક પરમાર્થ કર જાડેજા કંઇક પરમાર્થ કરરે–તારી બેડલી
માથાના જેટલા વાળ સતિ નારી માથાના જેટલા વાળરે.
એટલાં કુકર્મો મ્હેં કર્યા તોળાંદેરે એમ જેસળ કહે છે
પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે
વિનવે જેસળરાય સતિને વિનવે જેસળરાય,
મારી બેડલી ઉતારો ભવપાર સતિ–મારી



# અંક ૩ જો

કુંચનીઓ— ૨૪

દીલ ડીયા મુંજો ઢારે વિછોડો વિછડનજા મારે
આતસ દીલમેં એશ્કજી મુકે રાતોંડી બારે-વિ.
ઘડજા ઘટમેં કોડ મજાનું નકી પુછી ન્યારે
લાલ લુટાણા હિણ લાડ મજાનું ટાંનું ટંકસારે—વિ.
દાદ ગુરઇ બે દાદ કનાનું-હલી-હજુ હારે
દર્દ ડીસી બેદર્દ ચોય આંજો લીખ્યો કેર ટારે—વિ.

જેસળ— ૨૫

ભજીલે મન નારાયણનું નામ—ભજી લે.
જાવું છે માયા મેલી, દીન જનના સાચા બેલી.
રાધાવર ઘનશ્યામ—ભજીલે.
ઉત્તમ નર, તન મેળવી, માનવ કરીલે ઉત્તમ કામ,
આ પળ એળે જાશે તો, પડશે ચોરાશી ઠામ;
આવ્યું આ ઉત્તમ ટાણું, નહિ મળે ખર્ચે નાણું,
મોંઘુ મુક્તિનું ધામ—ભજીલે૦
મોહ જતાં સૌ ભય ટળે, ભય ટળતાં દુર શોક;
શોક જતાં શાન્તી મળે, શાન્તી સુખદલોક—આવ્યું.

મદનિકા— ૨૬

પ્રીત પ્યાલો ગુરૂએ પાયોરે, બ્રહ્મ સ્વાદે દીધું વદન ભરી
રગ રગમાં રસ રેલાયોરે, જ્યાં નિરખું ત્યાંએ હરિ ને હરિ
પ્રેમ જળે ફુલડાં ફોરે, જડમાં રસ ચેતન છાયો.
પ્રેમ જાદુને પ્યાલે મારી, કીકીમાં બ્રહ્મ એ સમાયો
છે છવાયો જગ છાયોરે—

મદનિકા મુકતાનંદ— ૨૭

છો મારા જીવન આધાર જોગી રાજ
કયસી બાંકી ભ્રકુટી કમાન
પ્યારી નયનોકા ન મારો બાણ
માણો રંગરાજ ભોગી આજ છો મારા

સાખી

કંગન નથની દામણી નવસર હીરા હાર,
સાડી સુરત શહેરની લાવી દીયો આવાર.
અભી જાકે મેંય લાકે આતા હું દીલદાર,
તુજે પ્યારી દુલારી સજાવું સીનગાર—છો મારા

તોરલ— ૨૮

દેખી દુનીયાં બધી સ્વાર્થથી છે ભરી
સ્વાર્થ વિણ એક નવ કર્મ કરશે જરી
માનતા માનવી માનતા દેવની
સહુને મન દેવ પણ સ્વાર્થ પ્રતિ...

મદનિકા મુક્તાનંદ— ૨૯

એચા હય જાન કુડી સોટા પાની પીનેકા લોટા,
લાનેકો સાડી ગોટા કીનારી—એચા
ઝોલીભી ખાલી હુઈ ઓર બન્દાબી કડાકા બંગાલી
રહા હય લંગોટા લંગોટા લંગોટા—એચા.
મોહ તજાય કેમ સાચો બાવાજીએ દીધું આ હવસે બતાવી
રાખ ચોળેલી ખરી જે ભુલ્યાતા આજે મેં પાછી ચોળાવી
માન જાની માન પ્યારી માન—એચા.

તોરલ મદનીકા— ૩૦

ભકત ભય હારી વૈકુંઠના વિહારી વ્હાલા
નામ પરવારી શ્રી ગીરધારીલાલા ભકત.
સિદ્ધ મુનીશ્વર ધ્યાન ધરે વળી શેષ શારદા ગુણ ગાયે
એવા પ્રભુને નિશદીન ભજતાં જન્મ મરણ ટળી જાએ
વ્હાલા ભકત.

લાખાજી— ૩૧

જીવન દીન ચારનું ચટકું નકામો મોહ માયાનો
ઊઠી જાવું આહા અંતે કરીને ત્યાગ કાયાનો
થતાં દરબારનો ડંકો રહે ના ગર્વ બંકાનો
શુરાનો પણ સમય આવે સમાધિમાં સમાયાનો
અરેરે કાયા માયામો નકામો મોહ સંસારે
ભુલે જ્ઞાની છતાં જ્ઞાને ધરાવી ઢોંગ ડાહ્યાનો.

— સમાપ્ત —